# જાશુક ગ્રાહકોનાં નામો.

| નકલ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૫૦૦ | શેઠ આલીભાઈ અલીભાઈ મામદ (સી. નં. ૪ ના માટે) | રંગુન. |
| ૨૫૦ | [illegible] લાલજીભાઈ દેવરાજ | [illegible] |
| ૨૫૦ | શેઠ ઇબ્રાહીમભાઈ મૂલજી | [illegible]દેરા. |
| ૨૫૦ | ,, અબ્દુલાભાઈ હીરજી | રાજકોટ. |
| ૨૫૦ | ,, વલીમામદભાઈ હસનરામ | મ.બુરહાન |
| ૨૫૦ | ,, અલીભાઈ નોસરામ | નાયલ |
| ૧૨૫ | ,, હાજીમામદભાઈ રહીમ ઝેનુલઆબદીન | મુંબઈ |
| ૧૦૦ | ભાણવરી કાનજીભાઈ નાનજી મુખી, | રંગુન. |
| ૧૦૦ | શેઠ વિસરામભાઈ મુળજી | મુંબઈ. |
| ૫૦ | મેસર્સ મનજીમામ હમદર્દ પંજેભાઈ | ,, |
| ૨૫ | શેઠ મમદઅલીભાઈ અલીમામદ જમાદાર, | ,, |
| ૧૦ | ધી કાન્ડી મોહલ્લા સ્ટુડન્ટસ લાયબ્રેરી | ,, |
| ૫ | શેઠ હસનઅલીભાઈ અલીભાઈ | ,, |
| ૨૧૬૫. | | |

# એક પાદરીનું લેકચર!!!

લખનારઃ—E. J. વરતેજી.

મુંબઇ શહેરના શરીયામ રસ્તાના ઉપર જ્યાં ચાર મોટા રસ્તાઓ જુદી જુદી દીશામાં જાય છે, તેના પશ્ચીમ ભાગના ખુણા ઉપર એક ખ્રીસ્તી દેશી પાદરી પોતાના સાથે ચાર મદદગાર સહીત ઉભો ભાષણ કરતો હતો. ધીરે ધીરે લોકોનું ટોળું ત્યાં એકઠું થઈ, તેને સાંભળવા લાગ્યું; પાદરીએ મુસલમાન ધર્મ ઉપર ટીકા કરવા માંડયા કે "મહંમદ સાહેબે મુસલમાનોને જે બંદગી કરવા શીખવ્યું છે તે ઉપરથી દેખાય છે કે, મુસલમાનો પાસે ખરો રસ્તો નથી. અને તેથી તેઓ હંમેશાં જગતકર્તા પાસે ખરો રસ્તો મેળવવાની માગણી કરે છે."

ટોળામાંના એક સુધરેલ મેમણ મુસલમાન વ્યકતીએ પેલા પાદરીને અટકાવી સવાલ કીધો;—

મુસલમાનઃ—"તમો ખોટી ટીકા શા માટે કરો છો? અમારા મુસલમાનો પાસેજ ખરો રસ્તો છે, જે ઇસ્લામ છે. અમો બીજો કોઇ રસ્તો માહતાજ નથી તમે જુઠું બોલો છો.

પાદરીઃ—સાહેબ, તમો નમાઝ પડો છો કે?

મુસલમાનઃ—બેશક.

પાદરી—ત્યારે તમો જે બંદગી પઢો છો, તેમાં અરબ્બીના અર્થ સમજીને પઢતા હો, એમ લાગતું નથી.

મુસલમાનઃ—અમોને તેની કંઇ જરૂર નથી. અમો અમારા પેગંબર સાહેબના હુકમ મુજબ પાંચ વખત નમાઝ પડવી જોઇએ, તે અમે પઢીએ છીએ.

પાદરીઃ—સાહેબ, ખુદાના પાસે બંદગીના જે વાકયો ભણો છો, તેનો અર્થ જાણ્યા વગર કેમ ઠીક કહેવાય ?

મુસલમાનઃ—શું ખુદા અમો બોલીએ છીએ, તે નથી જાણતો ?

પાદરીઃ—બેશક ! ખુદા તે જાણે છે, પણ તમારે પણ જાણવાની જરૂર છે, એ તમે નથી જાણતા. આ સવાલ જવાબ સાંભળીને એક મુસલમાન મુલ્લાં વચમાં બચાવ કરવા બોલી ઉઠયો.

મુલ્લાંઃ—પાદરી સાહેબ! હમ જો બંદગી કરતે હએં, તો બેશક ઉસ્કી માએનાભી સમજ કર પઢતે હએં, તુમ્હે એતેરાઝ કયા હએ ?

પાદરીઃ—મોલ્વી સાહબ, તુમને બહોત અચ્છા કહા ! મગર મેરા એતેરાઝ યેહ હએ કે, તુમ લોગ જો ઇબાદત કરતે હએં ઉસ્મે સુરએ "અલહમ્દ" તો ઝરૂર પડતે હોગે.

મુલ્લાંઃ—બેશક વોહ હર નમાઝ મેં અવ્વલ હી અવ્વલ અદા કરતે હએં.

પાદરીઃ—અચ્છા ! તો ઉસી સુરએ "અલહમ્દ" મેં આપ "એહદેનસ સેરાતલ મુસ્તકીમ" કોભી અદા ફર-માતે હએં ?

મુલ્લાંઃ—બેશક.

પાદરીઃ—તો ઉસ્કે માઅની કયા હોતે હએં, વોહ આપ ફરમાઇએ ?

મુલ્લાં:—કયું નહીં. ઉસકે માઅની યેહ હએ કે—
"અએ ખુદા! તુ હમકો હકરસ્તેકી હીદાયત કર!"

પાદરી:—(ઉછરંગમાં આવીને) હાં-ઇસી વાસ્તે મેં કેહ રહા હું કે, તુમ મુસલમાન ભાઇઓકો હક રસ્તેકી હીદાયત નહી હુઇ હએ, ઇસી વાસ્તે તો રોજ મરરાં યેહી ઇલ્તઝા તુમ કરતે હએં. દર અસલ મહમદ સાહેબ કે પાસ ભી 'વોહ હીદાયત નહીથી; જબ તો તુમકો યેહ બાતેં બતાઇ હએં!

પાદરીના આ ટીકાથી સાંભળનારાઓ, કે જેઓ કેટલાક હીંદુ, પારસી અને વહોરા, અને ખોજાઓ પણ હતા, તેઓને એવી અસર થઇ કે, પાદરીના કહેવા મુજબ મુસલમાનો પાસે હક રસ્તો નથી. જેથી તેઓ હિદાયત માંગે છે, આ ટીકાના સચ્ચોટપણાથી મુલ્લાં સાહેબ ઝંખવાણ તો ગયા, પણ એક યંગ ખોજો જે ઝરીન કસીદાથી આરાસ્તા થએલ હતો, તેમ ચહેરા પર દાઢી હતી, કપાળ પર બંદગીની એંધાણી તરીકે કાળો ડાઘ હતો, તે એકદમ જોશમાં આવી બોલવા લાગ્યો.

ખોજો—ઉસકી માએના આપ ગલત કહેતે હએં, કયું કે હમ હક રસ્તેકી હીદાયત ચાહતે હએં! ઉસકા મતબલ યેહ હયે, કે હમ નીતિ, સચ્ચાઇ, નેકી વગેરા કામ કરનેકી હમકો ખુદાવંદતઆલા તોફીક દે.

પાદરી—તો કયા? આપમેં વોહ ભલાઇકી બાતે નહી હએં?" ખોજાનાં આટલા બચાવ ઉપરથી મુલ્લાં સાહેબને પણ હીમત આવી ને બોલ્યા.

મુલ્લાં—પાદરી સાહેબ! યેહ ખોજા ભાઇને જવાબ દીયા વોહ ગલત હએ, હકબાત યેહ હએ કે, હમકો

ચાહીએ કે, હમ ઇસ્લામકો પુરી તોરસે અદા કરે, કયું કે હમારે ઇસ્લામમેં ચાર દરજ્જે જનાબે રસુલ મકબુલને બતાએ હએં. શરીઅત, તરીકત, હકીકત, ઔર મારેફત. તો હર કોઇ શખ્સ પેહલે સબ બાતુંકો નહી હાંસલ કર સકતા, ઇસી વાસ્તે ખુદા તઆલાસે માંગતે હએ, "કે હમકો—એકો બાદ દીગરી જો હક રસ્તેકા ચલન હએ, વોહ હમેં બતા."

મોલ્વી સાહેબના ખુલાસાથી સાંભળનાર ઉપર અચ્છી અસર થઇને "આફ્રીન," "આફ્રીન"ના પુકાર કરવા લાગ્યા! પરંતુ ખોજા ભાઇને મગજમાં જુદુંજ ઉભરાઇ આવ્યું, પાદરી પકો ને પહોચેલ હતો, તે આ સ્થીતી પામી ગયો, આપસ આપસમાં નાઇ-તેફાકી કરાવા ખાતર પેલા ખોજા જુવાન તરફ થઇ બોલ્યો.

**પાદરી**—કયું જનાબ! આપને મોલ્વી સાહાબકા ખુલાસા સુના હોગા, આપ ઇસકો મંજુર કરેંગે?

**ખોજો**—નહી! હરગીઝ નહી! યેહ આયતમેં મેંને કહા વહી મકસદ હએ.

પેલા ખોજા જુંવાનનું આટલું બોલવું થયું કે, તરતજ પ્રથમ તો મુસલમાન કંઇ ઉશ્કેરાઇ જવાબ દેવા જતો હતો, તેમાં મુલ્લાં સાહેબે તેને રોકતાં કહયું કે—

**મુલ્લાં**—છોડદો જી! વોહ "રાફ્ઝી" સે કયા બાત કરતે હો.

મુલ્લાં સાહેબનું ખોજાને "રાફ્ઝી" કહેવુ કે—ખોજા ભાઇએ ઉશ્કેરાઇને કહ્યું.

**ખોજા**—કીસકો "રાફ્ઝી" કહેતે હએં, જરા ઝબાન સંભાલીએ! બહોત મુદ્દત આપકી જબર દસ્તી સહી, અબ વો દીન ગએ.

**મુલ્લાં**—જાઓ "મુઝી," તુમકીને તો અસહાબ રાશીદીનકો બુરા કેહકર દીનમેં ફસાદ બરપા કીયા.

**બોરજો**—બુરેકો બુરા કહેના–વોહતો ફૂરૂએદીન હએ.

**જુવાન મેમણ**—શું તમે હ૦ અલીની પૈરવી કરો છો?

**બોરજો**—બેશક.

**મેમણ જુવાન**—તો આપ કીતાબમાંથી બતાવશો, કે હ૦ અલીએ કએ વખતે અસહાબોને મલામત કરી છે? બલ્કે વાંચશો તો જણાશે કે, અસહાબે રાશીદીનને દરેક વખતે મદદ કરી છે, બલ્કે આપસમાં ઘણીજ નેકીથી વરતતા હતા. તો પછી હ૦ અલીની વીરૂદ્ધ તમો લોકો પોતાની ઝબાન ખરાબ કરીને નાદાની બતાવો છો, કે જેના તમે પેરવ હોવાનો દાવો રાખો છો.

પાદરી તો મલકાયો, કે હાં–ઠીક જું બેસ જાગી છે, ને પોતાનું ભાષણ આગળ વધારવાના બ્હાના તરીકે બોલ્યો કે—

**પાદરી**—જોયું કે સાહેબો! અગર નમાઝ પઢનારા-ઓને હક રસ્તાની હીદાયત મલી હતે, તો એકજ ખુદાને માનનારા! એકજ નબીનો કલ્મો પઢનારા! અને એક કુરઆન શરીફ ભણનારામાં આવી રીતે નાઇત્તેફાકી કેમ હોય? આથી સાબેત થાએ છે કે,–મુસલમાનોમાં હક રસ્તાની હિદાયત નથી.

પાદરીના આ ટીકા સાંભળી, એક પારસી ભાઇએ આગળ વધી જવાબ દીધો કે—

**પારસી**—રહેવા દયો પાદરી સાહેબ,—"ખુદ ફઝીઅત દીગરરા નસીહત"!—એતો તમો પાદરીઓમાં અને ખ્રીસ્તીઓમાં પન ક્યાં ઓછા ફીતના છે? રોમન

કેથોલીકને મુર્તીપુજક ગણુનારા પ્રોટેસ્ટંટોનો ટંટો ઓછો નથી. "અમેરિકન મીશન," "મુક્તિફોજ," ઠીયોસોફી, વગેરે, તમારા મંડલો પન એકબીજાની વીરૂદ્ધતા કરનારા છે. તેમ "શીયા–સુની"નો ઝગડો તેઓમાં ચાલ્યો આવે છે, પન હું મારા અનુભવથી કહું છું કે—"ઇસ્લામ ધર્મ જેવો બીજો કોઇ સાચો ધર્મ નથી." જો તે સમજીને પાલે તો! આજે જુવો છો, તેમ ઇસ્લામમાં ઘના ઓલીયાઓ થઇ ગયા છે! જેની કરામતો દિન બ દીન મોજુદ છે. પારસીની આ ફેંવરથી પાદરી સાહેબ તો ડઘાઇજ ગયા? પણુ એક ગ્રેજ્યુએટ હીંદુસનાતનીથી સહન થયું નહી તે બોલી ઉઠયો.

**હીંદુ સનાતની**—ઇસ્લામને તમો વખાણુતા નીકળ્યા છો, તો જરા તપાસ કરો કે, જે ધરમમાં માંસાહારી (પરમાટી)નો વપરાસ હોય, ત્યાં વળી આત્મિક ઉન્નતીજ કયાંથી હોય? જો તમારે આત્મિક—જ્ઞાન અનુભવવું હોય, તો ચાલો અમારા મહારાજ અને મહાત્મા પાસે! જેઓ સમાધીમાં બેસે છે, ત્યારે જમીનથી સવા હાથ અદ્ધર રહે છે! વૈદિક–સનાતન ધર્મ સીવાય બીજા કોઇ ધર્મમાં આવી લાયકાત તમને મળશેજ નહી. સતજુગ, ત્રેતાજુગ, દ્વાપર જુગના બ્રાહ્મણોમાં એ શક્તિ હતી કે, મરેલાંને પણુ જીવતાં કરતા હતા તે તો ઠીક! આજ કળીયુગમા જુવો કે, જે હમણુા થોડાંજ વર્ષ ઉપર–સ્વામી રામ તીર્થ જેવા બંગાલી મહાત્મા થઇ ગયા, તેમણે કેવા ચમત્કાર બતાવ્યા હતા? વરસતા બરફને "સ્ટોપ" કહેવા, સાથેજ બંધ કીધો. જંગલમાં વાઘ મલતાં આંખના તેજસ્વી પાવરથી વાઘને પાછે પગલે ન્હાસી જવું પડયું. એ બાબતો જોશો તો જણુાશે કે,

તે વેદિક સનાતન ધર્મમાંજ એ શક્તિ છે. જે જે મુસલમાન ઓલીયાઓ થઇ ગયા છે, તે પણ હીંદુ-ધર્મ-શાસ્ત્રમાંથીજ શીખ્યા છે.

હીંદુભાઇની આ વાતો ઉપર બધાનું ધ્યાન ગયું, પરંતુ પાદરી સાહેબ તો તેની વાતથી થએલી અસરને તોડી પાડવા માટે, બધાંની વચ્ચે મોટા સાદે હા-હા-હા-હા-હી-હી કરી હસવા લાગ્યો. ને તેથી બધા અજાયબીથી તેના સામે ટીકી રહયા કે, તે શું કહેવા માંગે છે? બધાનું ધ્યાન ખેંચાયલું જોઇ પાદરી બોલ્યો.

**પાદરી**—વેદિક સનાતન ધર્મની બાબતમાં તો અજબ શક્તિ છે! એમના સાતમાં ઇશ્વરી અવતાર રામચંદ્રજી બીચારાની બેરીને રાવણ ઉપાડી ગયો! તો રડી રડીને જંગલમા ભટકતાં તેના મનુશ જાતીના સેવકો કોઇની મદદ આવી નહી, ત્યારે જંગલી વાંદરાની મદદ લેવી પડી. એ વેદિક સનાતનન ધર્મના! મોટાઇ સ્વામી રામતીર્થ તો એક રામનો સેવક-સેવકમાં બરફને બંધ રાખવાની અને વાઘને પાછો કાઢવાની વાત તો મારા સાહેબ, તેઓ અંગ્રેજી પુસ્તકોમાંથી મેસમેરીઝમ, હીપનોટીઝમ વાંચીને અભ્યાસ કરીનેજ ચમત્કાર કરતા-તેને હીંદુ ધર્મ સાથે લાગેવળગે શું? પોતે હીંદુ હતા તેથી હીંદુ ધર્મ તરફ લોકોને વાળવા માટેજ બધી બનાવટી વાતો કરી છે! પણ પ્રામી તો ખ્રીસ્તી શાસ્ત્ર અને સાયન્સ વિદ્યાના પ્રભાવેજ હોય તેનો જેઓ અભ્યાસ કરે, તેને તો તેમાં ધર્મ જેવું કંઇજ નથી.

પાદરીને આખર પોતાના મુદ્દાને સાબીત કરતો જોઇ, બધાઓની વચ્ચે એક સાદો સીધો આધેડ ઉમરનો પુરૂષ ડંકા ભીઝાજે પણ જાડા અવાજથી બોલ્યો-"આ

તમો બધા ધર્મની વાણાતાણ કરો સો, એમાં વળવાનું કંઇ નથ–હું એક વાત પુસું સું, એનો જવાબ બધાઓ આલો ! કારણ કે બધાના ધર્મ પુસ્તકમાં આ વાત લખેલી સે.

"આ અધેડ પુરૂષના મોટા અવાજથી તથા વાત બધાના ઉપયોગની ધારી બધા ચુપ થઇ ગયા ! !

પાદરીસાહેબ—(ટકોર કરીને) કેમ કાકા, વળી શું નવી વાત કેહવા માગો છો ? કહો, તમે પણ બાકી રહી ગયા હો તો, પણ તમે ધર્મ કયો પાળો છો ને કોણ છો ?

અધેડપુરૂષ - હું કોણ છું, ને કયો ધર્મ પાળું છું, એ જણાવવાની હમણાં જરૂર નથી. કારણ કે હું પક્ષપાતી ધર્મને પસંદ કરતો નથી.

મુસલમાન—કયું ?

અધેડ પુરૂષ—દેખોજી ! મૌલાના હાફીઝ ફરમાવતા હએ કે "હાફેઝા ! ગરવસલ ખાહી સુલ્હકુન બાખાસ આમ ! મશલમાનને અલ્લા અલ્લા, બરામણને કર રામ રામ !" અધેડ પુરૂષને ફારસી કે ઉરદુ બોલતા પુરૂં આવડતું ન હોતું, તેથી કેટલાક તો ગલતી તથા ભાષાની ભેળસેળથી જુદા ધોડાને લાલ લગામની દલીલ મુજબ હશી મશ્કરીમાં ઉડાવવા લાગ્યા ! પણ તેનો મતલબ ઉંચા દરજ્જાનો અને પ્રસંગોપાત મજાનો હોવાથી આખરે તેની કદર થઇ.

એક અવાજ—ખબરદાર ! હશી મશ્કરીમાં આ વાત ઉડાવો નહીં, કાકાની વાત–મૌલાના હાફેઝની છે, ને બહુ સમજવા જેવી છે.

મોલવી—ઓહો ! બેશક મૌલાના હાફેઝ વો મૌલાના હયે, ઉન્કી ક્યા બાત ?

અધેડ પુરૂષ—તો મોલ્વી સાહેબ, હમ તમારેકુ કેતા હે કે"—

આવી રીતે, ઉરદુ ભાષાનો કચરો થતો જોઇ મોલ્વી સાહેબજ બોલ્યા કે " આપ ગુજરાતીમેં હી બાત કરો સબ સમજ સકતે હુએં."

આ સુચના ઉપરથી પેલા કાકાએ ગુજરાતીમાં કહ્યું, "આ દુનીયામાં હીંદુ, મશલમાન, પારસી, ખ્રીસ્તી, એવો એવો બધાઓનો ધર્મ જુદો જુદો માનોના, પણ હાસી વાત તો એ સે કે બધાયે માણુહ! સહુએ, આપણુને બનાવનાર બધાવનો એકજ જગત કરતા સે!!" ઉપલો મુદો સાંભળી બધા એક અવાજે બોલી ઉઠયા કે "બરાબર કાકાની વાત ખરી છે"

કાકા—જુવો ભાઇ, આપણા બધાયનો પેદા કરનાર એક–આપણે બધા એકજ તરાહના માણુહ તો પસી ધર્મ જુદો જુદો હું કામ હોય?

કાકાની વાત બધાને પસંદ પડી નહીં. જુદા જુદા લોકો જુદો જુદો બચાવ કરવા લાગ્યા, પણ કાકાની મુળથી ફેવર કરનારે અહીં બધાને રોકયા ને કહ્યું કે, "તમો બધાઓ ઝઘડી ચુકા છો, ને એ ઝઘડાનો અંત એકદમ નહીં આવે, પણ આ કાકાની વાતનો હેતુ શું છે? તે બધા થોડી વાર સાંભળ્યા પછી સવાલ જવાબ કરશું."

આ વાત બધાએ પસંદ કરીને કાકાને પોતાની વાત આગળ ચલાવવા કહેવામાં આવ્યું, તેથી તેઓ બોલ્યા.

કાકા—જુઓ ભાઇ, ખરૂં જોવો તો–ધરમ કોઇનો જુદો નથી. તેમ ધર્મ કોઇનો ખોટો પણ નથી, પણ

આલીકાર ધમાધમ કરનારાઓથી જુદા જુદા પડી ગયા ભાઇઓ ! જુવો કુરાને શરીફ, ભાગવત ગીતા અને બાયબલ એ ત્રણે ખુદાના તરફથી આવેલા કલામો સે, ઇ કેમ ખોટા કહેવાય ?

બધા બોલી ઉઠયા નહી ! નહી ! !

કાકા—હવે જો, એકજ ખુદાના ઈ, કલામ હોય તો પસી તેમાં જુદી જુદી વાત હું કામ હોય ? ન હોય.

આ વખતે પેલા પાદરીનું પાકી આવ્યાથી, વાતને રોકીને કંઇ પોતાની વાત કહેવા જતો હતો, પરંતુ બીજા બધા સાંભળનારાઓએ દબાવીને તેને ચુપ રહેવા ફરજ પાડી. બધાયે એકજ ધ્યાનથી સાંભળવા ઇચ્છા દેખાડી.

કાકા—ઇ પાદરી સાબ ઉતાવળા થાઇસે તો હું, એને પેલે પુસશું કે, તમારા બાયબલમાં સે કે.

"યહોવાનું રાજ સદા કાળનું વંશ પરંપરાનું સે" એમ લખ્યું સે, જો તેને હાસુ માનતા હો, તો બતાવો કે, ઈ, યહોવા કોણ ? ને વંશ પરંપરા હંમેશા રાજ કોનું હોવું જોયે ? ને આજ ઇ, ધણી કયાં રાજ કરે સે.

પાદરી કાકા—યહોવા તો દાદા આદમ ને તેના વંશમાં શીશ, નુહ, ઇબરાહીમ, મુસા, દાઉદ, એ પેગંબરો થયાં, તે બધા એકજ વંશમાં ક્રમવાર થયા ને છેલ્લો "ઇસુમસીહ" બે હજાર વર્ષ પર એજ વંશમાં "યહોવા" રૂપે પ્રગટ થયો !!

કાકા—તો પાદરી સાબ, દાદા આદમથી યહોવાનો વંશ થ્યો ને "ઇશુ,મશી" સુધી ઈ, પરંપરા હાલી આવી. પણ યહોવાની પરંપરા તો દુન્યામાં હંમેશા રહેશે, કારણ કે બાયબલમાં "સદાકાળ" રહેશે એમ કહ્યું સે,

ને તમે તો "ઇશુમશી" પછી તેનો વંશ બતાવતા નથી, તો શું યહોવાનું રાજ અટકી ગયું ??

આ કાકાના મુદ્દાના સવાલનો જવાબ પાદરી તરત આપી શકયો નહીં. બલ્કે ઝંખવાઇ ગયો. બધા ઉભેલા ઓ તેની આ હાલત સમજી ગયા, કાકાને "શાબાશ" "શાબાશ" કહી વખાણવા લાગ્યા, પાદરીની ગોદડી ભીંજાવા લાગી કે, તેણે જોઇ લીધું કે, જેમ ઢીલ કરૂં છું, તેમ વધુ ગુંચવણ થાય છે. આતો લેને ગઇ પુત ને ખોઆઇ ખસમની માફક ઉપદેશ કરવા જતાં પોતેજ સપડાઇ ગયો.

આખરે જવાબ તુટો ફુટો પણ ગોતી કાઢયો. ને બોલ્યો કાકા—તમે જે વાત કરી તે તો જીસ્માની કીધી યહોવાતો ખુદાઇ નુર રૂપ હોવાથી તેની વાત રૂહાની સમજવાની છે, ને તે રૂહાની રૂપે યહોવા અત્યારે પણ છે.

કાકો બહુ અનુભવી હતો, તેની વાત ગામડીયા જેવી હતી. પણ મુદ્દાને સારી રીતે સમજતો હતો તેથી પાદરીએ ગુલાંટ આપી તેવોજ તેને પકડયો !

કાકા—પાદરી શાબ! જીસ્માનીને રૂહાની વાત હું જાણું સું, પણ બાયબલમાં જે યહોવાનું રાજ સદાકાળ વંશ પરંપરાનું સં એમ લખ્યું સે, તે તો જીસ્માની વંશ પરંપરાની સે, કારણ કે રૂહાની પરંપરા હોયજ ક્યાંથી ? જીસ્માની માટેજ પરંપરા હોય, ને વળી બાયબલમાં પણ જીસ્માની પરંપરા બતાવી છે જુવો.

"ઇશુ"એ કહ્યું કે, હું દાઉદના વંશમાં સઉં ! દાઉદ મુસાના વંશનો, મુસા હ૦ ઇબ્રાહીમના વંશનો, ઇબ્રાહીમ નુહના વંશનો, નુહ આદમના વંશનો, આ બાબતમાં તો જીસ્માની પરંપરા બતાવી સે. તે મુજબ

"ઇશુમશી"ની જીસ્માની પરંપરા તો હતીજ નહીં, કારણ કે, તેને ઔરત નહોતી તેથી છોકરો થાયજ ક્યાંથી ?

તો એ હોસાએ બાઇબલમાં બતાવેલું યહોવાનું રાજ ઇસુ પશી ક્યાં ગયું ? તે બતાવો ?

જુવો હું ઇશુમશીને માનું સું, પણ યહોવાહની પરંપરા ત્યાર પસી ક્યાં ગઇ, એ પુસું સું ?

કાકાની આ વાતે ભેગા થએલા એ ટોળામાં એક અજબ અસર ફેલાવી ને પાદરી સાહેબ તો લાજવાબ થઇ ગયા !!!

પાદરીની આ હાલત જોઇ હીંદુ જુવાન તથા એક ભટજી મહારાજ ઉભેલા હતા તે બોલી ઉઠયા. 'પાદરી સાહેબ અમે હીંદી લોકો જ્યારે અજાણ હતા, ત્યારે તમારી વાતોથી લોકો ફસાઇ જતાં ! પણ હવે તે જમાનો ગયો ! આજ અમારા વેદ પુરાણોમાં એ જાગૃતી આવી છે કે, મુસલમાનભાઇ ગુસ્સો ન કરજો, પણ ઇસ્લામીઓ પણ હમારા રામકૃષ્ણની વાતો વખાણવા લાગ્યા છે ! અમારો ધર્મ ઘણો જુનો અને જ્ઞાનથી ભરપુર છે."

હીંદુ જુવાનની આ વાતો સાંભળી આપણા કાકાને કંઇક કહેવાનું મન થઇ આવ્યું તેથી બોલ્યા.

બાપુ ! તમારી વાત બધી હાસી, વેદ-પુરાણ એ જ્ઞાનના ભંડાર સે, તેની ના નહી પણ આ ભટજી મહારાજ તમારા સાથે ઉભા સે, તેની બગલમાં કયું પુસ્તક મે ?

ભટજી—કાકા શ્રીકૃષ્ણ પરમાત્માએ લખેલી શ્રીમદ ભગવતગીતાજી છે.

કાકા એ જેવી હીંદુની વાત કરવી શરૂ કરી કે બધાઓ તેમની વાતમાં બહુજ રસ લેવા લાગ્યા ને

મુસલમાન મોલ્વી તથા ખોજાઓ પારસી વગેરે આપ-સમાં વાતો કરવા લાગ્યા કે, "કાકાએ પાદરીને ચુપ કીધો ખુદા ખેર કરે! ભટજીને ઝપટમાં લીધો છે વાહવા! ક્યા ઉસ્કા નોલેજ હએ! આફ્રીન!

કાકા—મહારાજ ઇ, ગીતાજીને તો તમે માનો સોને?

ભટજી—બેશક* એ આ જમાનાનો વેદ છે. એમાં ઉપાસના, કર્મ, અને જ્ઞાન એ ત્રણ કાંડ બહુજ સરસ રીતે સમજાવેલા છે!

કાકા—ઇ, ગીતામાં ક્યાંઇ એવું લખેલું સે કે—"મારા ભગતુંનો ઉદ્ધાર કરવા તથા તેના "શત્રનો નાશ "કરવા તથા બગડી ગએલી "ધર્મની રીતને સુધારવા "માટે હું દરેક "વખતે દુન્યામાંજ રહું સું!"

ભટજી—(પેલા હીંદુ જુવાન સામું જોઇને) કાકા તો બડા અનુભવી દેખ્યું, કાકાજી, તમે કહો છો, તે વાત બરાબર છે! ગીતાના ૪ થા અધ્યાયમાં ૮ મા શ્લોકમાં એ બાબત છે!

કાકા—ભટજી સાબ, તો ઇ, શરી કરશન આજ ક્યાં સે! કેમુ કે, તે કહે, સે કે, હું દરેક વખતે દુનીયામાં (સઉં) તો આજે પણ હોવા જુવેને?

ભટજી—કાકા તમે સમજ્યા નહી. શ્રી કૃષ્ણ પર-આત્માનું રૂપ તો દરેક મનુષ્યમાં, ઝાડમાં, પ્રાણી માત્રમાં સર્વ વ્યાપી છે. તે ન હોય તો દુનીયા રહી કેમ શકે?

કાકા—બાપુ! સર્વ વ્યાપી પરમાત્મા તો બધામાં સે ખરૂ! પણ જેવી રીતે રામસંદરજી, શરી કરશન, આબુહ રૂપમાં હતા, તેવી રીતે આજે હોવા જુવે!

ભટજી—એવું ક્યાંઇ ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યુંજ નથી.

કાકા—ત્યારી કહ્યું ? કાઢો જોઉં ગીતાનો (૯) મો અધ્યાયને (૧૧) મો શ્લોક વાંસો !

ભટજીએ તરતજ ગીતાજીનો ગ્રંથ બગલમાંથી કપડામાં વીંટાએલો કાઢયો, ને (૯) મો અધ્યાય ગોતવા લાગ્યા. ગોતી રહ્યા પછી કાકાને કહ્યું કે, તમે વાંચી જાણતા હોતો લ્યો આ (૯) મો અધ્યાય ને (૧૧) મો શ્લોક

કાકા—તમેજ વાંસો ને ! મને સહમા સડાવવા પડસે !

ભટજી—એ, બધાના રૂબરૂ પોતાની સચ્ચાઇ દેખાડવાનો દેખાવ કરી શ્લોક વાંચ્યો.

अवजानंति मांमूढा मानुषी तनुमाश्रित
परम भावं जानंतो, मम भुत महेश्वरम्

કાકા—વાહવા ! ભટજી ઇશ્વરને માથે હમજીને તેનો બરાબર અરથ કરો જોઇએ.

ભટજી—શ્રીકૃષ્ણ કહે છે કે–હે અરજુન હું મનુષ્ય રૂપમાં હોઉં છું, છતાં મને નહી જાણનારા મુંઢ લોકો, મારૂં પરમ ઐશ્વર્ય સમજતા નથી.

કાકા—બસ હાંભળ્યું ને ? શીરી કરશનજ કહેસે કે–" હું માણહ રૂપે હોઉ સું, સતાં યે મને નથી જાણતા તે મુંઢ ! તો પસી માણહ રૂપમાં તમે શરી કરશનને આજે જાણો સો ?

ભટજી—પોતાના વીરૂધ્ધ બાબત સીધ્ધ થતી જોઇને, માથું ખંજવાળવા લાગ્યા ને કાકાને કહ્યું–

ભટજી—એનો અરથ એમ નથી થતો. ભટજીએ ખોટો જવાબ કરી કાકાને દબાવવા જતા ઉભેલા બીજા લોકો ઉછળી પડયા. તેમાં પારસી ભાઇ સચ્ચાઇને ખાતર વચ્ચે પડી બોલ્યો.

પારસી—ભટજી! તમેજ અરથ પેલા કરી બટલાયો તે પરમાને તો કાકાજી ખરૂં બોલયાં કરે છે, હવે તમે વાત ફેડાવસો તે થીક નહી.

કાકા—ત્રાહીતની મદદ મળી, તેથી કાકો ઉશ્કેરાઇને બોલ્યા ઘ, ભટાઓએ નખ્ખોદ વાલ્યું સે !!! આર્યસમાજી અમથા નથી માથું કુટતા?? શીરીકરશનજીએ (૧૨) માં શ્લોકમાં તો સાફ કહી દીધું સે કે—

"(જે મને માણુહ રૂપમાં ઓળખશે નહી, તેના આશા, કરમ, અને ગીનાન, પણુ નકામું સે! વળી સેલ્લા આધ્યાયમાં કહી દીધું સે કે-બધાંય ધર્મ સોડીને મને એકલાને તાબે થશે તેના પાપ બાળી નાંખીશ ને મુકિત આપીશ, તેથી મને તાબે થવામાં ભકતોએ બીવું નહી,

જરા ભટજી કેશો કે આંઇ "બીવું નહી" એમ હું કામ કયું સે? વળી બધાય ધરમ પડતા મુકીને તેમને તાબે થવું ઘ શા હાટું?

"આ કલજુગમાં શરી કરશન મલેસરૂપ લેસે ને "હીદુને મલેસ રૂપને કબુલ કરવું ગમશે નહી, તેથી "સોખવટ કરી દીધી સે કે હું હવે પશી જે રૂપ "લઇશ તેથી તમો ડરશો, તો જે ભગત હસે તે મારા "રૂપને નમશે ને બીજો ધરમ નહી ગણે, પણુ હું જે "કહીશ તેનેજ ધર્મ જાણુશે તેની મુકિત થશે."

કાકાએ લંબાવેલું લેકચર ભટજી સાંભળીને ગાભરા થઇ ગયા કે માળો ભુઢો, બહુ પકો છે, હવે અહી ઉભું રહી આબરૂ ગુમાવવી ઠીક નથી, તેથી બીજા લોકોની નજર ચુકાવી રસ્તો માપ્યો!

આ હાલત જોઇને મોલ્વી સાહેબ બહુ રાજી થયા ને બોલ્યા!

"શાબાશ કાકાજી! શાબાશ! ભટજીકો ભગા દીયા; પાદરીજીકો ગુંગા કર દીયા!"

મોલ્વી સાહેબના વીવેચનની વચ્ચે પેલો ઝરીના કસીદાવાળો ખોજો જે આ બુઢા કાકાની કોમનો હતો તે વચ્ચે પુરાયો.

'જનાબ મોલ્વી સાહબ, હમારે ખોજા ભાઇઓમેં એસે બુઢે લોગ કૈસે હુશયાર હેં, વોહ આપકો માલુમ પડા? બહુત ખુશ હોનેકી બાત હૈ! અભીસેં ખોજુકો રાફજી કહેનેસે ઝબાનકો રોક લીજીએ."

કસીદાવાળા જુવાને મોલ્વી સાહેબને મારેલ તાણો પેલા મેમણ જુવાનથી સાંખી શકાયો નહી, તેથી બોલ્યો.

મેમણ—ભાઇશાબ રેવા દયો, શાબા વધારવી, તમો કાકાની વાતથી મીઠાઇ ખાવા નીકળ્યા તે!!

કસીદાવાળો ખોજો—કેમ નહી? તે પણ અમારા કોમનો છે ને???

કાકા—અરે બાપુ હું કામ ફસાદ કરો સો, પુસોને હું ખુલાસો કરૂં!

મેમણ—હાં હાં બોલો, તમારી વાત અમને ગમે છે!!

કાકા—આ જુવાન જે ઝરીના પાઘડી પેરીને, ઉભો સે તેનાં કપાળમાં કાળો દાગ સે, એવો મારા કપાળમાં નથી. તો મારામાં ને એમાં કેટલો બધો ફરક સે તે જોતાં નથી?

કસીદાવાળો—કેમ કાકા ડગળી ચસકી છે કે શું? તમે ખોજા નહી તો શું ઢેડ ભંગી છો?

કાકા—બાપુ! જે ઇમામની બેત કરીને ફરી જાય તે ઢેઢ ભંગી કરતાંય નપાવટ માનું સું, તમે તો મને

તાસરા લાગો સો, તમે "આગા શાબથી" ફરી ગયાસો, તમારો ગુરૂ કોણ સે? કોઇ નહી. તો નુગરા હારે વાત કરવી પણ પાપ લાગે! બાપુ! ખરાબ લગાડીશમા, તમે તો આપણા ગુરૂને ગાળ બેહાડી, દુનીયામાં બાપતો એકજ હોય! કદાચ બાપ ન ગમતો હોય, તો કાંઇ બીજાને બાપ કરવા જવાયસે?

કાકાની આ વાતો તરફ બધા અજાયબીથી સાંભળી રહ્યા! ને પેલા ઝરીના કસીદાવાળો ખોજો જુવાન, જે કાકાની વાતમાં રસ લેતો હતો, તેના માટેની વાત સાંભળનારાઓને નવી લાગી! તેથી વીચારમાં પડયા?

મેમણ આ સાંભળીને જુવાન ખોજાને કહેવા લાગ્યો કે, જોયું? તમો ને કાકો એકજ કોમના હતા તે?

મોલ્વી—(મેમણને) અજી છે.ડોજી! મેં પહેલે સેંહી કહે રહાથા કે યેહ રાફઝીયુંસે બાત કરના ગુનાહ હએ! ખુદકે ઇમામસે ભી મુરતદ હોગએ હએ, તો ફીર ઇમાનદારી રહી કાં?

કાકા—મોલ્વી શાબ! અમ આગાખાનકો માનને વાલે ખોજા લોગ જુદા હએ, ઇ લોક તનાશરી અમારાથી જુદા પડી ગયા હએ, ઇરકા ઇમામ ગેબ હએ! અમારા "ઇમામ હાજર!" હએ!!

આ બધી ચર્ચા અત્યાર સુધી એક વોહરો જુવાનીયો સાંભળી રહયો હતો. તેણે જ્યારે ઇસ્નાશરી ખોજાની ફેફરી બંધ થતી જોઇ, એટલે મલકાઇને બોલ્યો

"તમે લોગોએ ઘનુજ બુરૂં કામ કધરૂં! ઇસ્માઇલી મતીને ઇસ્નાસરી ઠયા; મૌલાના સા. ઇસ્માઇલજ ખરા હકદાર ઇમામ હુતા!!! તમે લોગો મુલ્લાંનાં પર ફેંક-વાયા, પન તમુને ઉરદુ—અરબીનું ઇલમ કાંહાં છે! તવારીખ

પરો તો માલુમ પરે કે, આ. ઇસ્માઈલ ઇમામ ખરા છે !! આય બુઘ્ધા કાકાજી ! ની દલીલો તદન રાસ્ત છે. તે પન ઇસ્માઇલી છે ને અમો વોહરા પન ઇસ્માઇલી છઇએ; તમો તેના જાતભાઇ કરતાં અમો દીનભાઇ નજીક છઇએ !"

આ વોહરા ભાઇનું લાંબુ લચ વિવેચન સાંભળી બધા ખંચાયા ને બુઢા કાકાજી તેનો શું જવાબ કહે છે, તે માટે ઇન્તેઝાર બન્યા !

કાકાજીએ ! તરતજ આ કસીદા વાળા અને લાંબી દાઢી વાળા વોહરાજીને બોલતાં જોઇ કહ્યું.

મલલાં શાબ ! તમે ઇસમાઇલી ખરા ને અમારા ફરી ગયલા ખોજા કરતાં પણ ધરમભાઇ નજીક સો. એ બધુંય ખરૂં–પણ બાપલા ! મારી વાત હાંભળશો ?

વોહરો--બેલાસક ! પન હું હમારા વિરૂદ્ધ નકી, હો.

કાકા—તમે એક વાતમાં હમજતા નથી, કુરાનમાં "ઇમામે-મોબીન" એટલે હાજર ઇમામ લખ્યું સે તે મુજબ હાજર ઇમામને માનતા નથી. બીજું બધુંય ઠીક સે !

વોહરો—કાકાજી ! ઇ ભેદની બાબત છે. • અમને વડા મુલ્લાજી સાબની મનાઇ છે; તેથી ખુલાસો કરતા નકી, બાકી તમોને અમો મલટા છઇએ.

કાકા—હારૂં ! બાપલા; તમારા મોટા મલ્લાંશાબ જમાનાના ઇમામની બેત (મિસાક) લે છે ! એટલુંય હારૂં સે; જોખમ મોટા મલ્લાંના માથે, પણ આ તાસરાતો 'તકલીદી (તકલાદી—બનાવટી) થઇ ગયા ! મૌલા એને હિદાયત કરે.

વોહરા ભાઇએ બીતુ સંકેલ્યું તેથી કાકાજી એ પણ લંબાવ્યું નહિ. તેમ વખત પણ ઘણો થયો હતો ! તેથી

જુદા પડવા અગાઉ પેલા મેમણ જુવાન તથા મોલવી સાહેબ કાકાને મુબારકી દેવા આવ્યા.

મેમણ—વાહવા કાકાજી! તમારી ઇમાનદારી અમને ઠીક લાગે છે! જે પોતાના મુરશીદથી ફરી જાય તે બહુ પાપી ગણાય છે!

મોલ્વી—(મેમણને) આખીર કાકાભી હએ; તો શીયાને!

કાકા—જનાબ મોલ્વી શાબ! અમે બેશક શીયા સઇએ, મગર હમ અસહાબકો બુરા નઈ કહેતે હયે, જે અસહાબોને બુરા કહે તેને અમે બુરા ગણીએ સઇએ. અમારા મુરશીદનો હુકમ એવો સે કે કોઇને પણ બુરૂ કહેવુ નહીં. હા! આટલો ફરકસે અસહાબમાં હ૦ અબુબકર હ૦ ઉમર હ૦ ઓસમાણ એ નબી સાહેબના "ખલીફા" હતા. તે બરહકને હાસા હતા, તેને ખોટા કહે તેજ ખોટો પણ હ૦ અલી તો નબી શાબનાએ ખલીફા હતા, અને ખુદાના પણ "ખલીફા" હતા, અસહાબ કરતાં હ૦ અલીનો દરજ્જો અમે મોટો માનીએ સઇએ!!!

કાકાની ઇસ્લામની બાબતમાં પણ મુદાની વાતો ઇતેફાકવાળી સાંભળીને મોલ્વી સાહબ તથા મેમણભાઇ બેઉ જણા બહુજ ખુશી થયા! ને બોલ્યા—

મોલ્વી—હાં! હાં! બેશક! તુમ્હારે મુરશીદ ના૦ આગાખાન સાહબ બેશક હમારે હીંદી મુસલમાનું કે લીડર હેં. ઉનુંને ખીલાફતકે લીયે બહોત કોશીશકીં હએ, વોહ બેશક આલે રસુલ હએ! ઉન્કે મુરીદુંમે ઇસ્લામકી બુ આતી હએ, કાકાજી! હમ આપકી બાતુંસે બહોત ખુશી હએં ખુદા આપ જૈસે સમજદારોકા તુલ ઉમ્ર બક્ષે!!

આગાખાનના મુરીદોના વખાણ થવા લાગ્યાથી, પેલો જુવાન બોજો ખીજાઈ ગયો, પણ કંઈ બોલે તો ઉલ્ટો હીસાબમાં આવી જાય, એમ હતું, તેથી તે પણ વંજો માપવા લાગ્યો!!

આખરે સાંઝ પડવા આવી હતી, તેથી બધા વીખરાવા લાગ્યા અને પાદરી સાહેબ પણ કાકા પાસે આવીને બોલ્યો કાકાજી! તમે તો અજબ રંગ રાખ્યો, તમોને ધરમનો ઘણો મજાનો અનુભવ છે, શાબાશ!!!

આખરે બાકી રહેલાઓ જુદા જુદા થયા. કાકાના વખાણ કરતા કરતા વીખરાવા લાગ્યા! મોલ્વી સાહબને મેમણ ભાઈએ કાકાને કહ્યું. "તમારી મુલાકાત કર્યા થશે? તમારાથી અમારે કેટલીક વાતો કરવાની છે!!"

કાકા—ધી રીક્રીએશન કલબ ઇન્સટીટ્યુટ કાંડી મોહોલ્લા જેલ રોડ, મુંબઈ નં. ૯.

ઉપલું સીરનામું પેલા મેમણ જુવાને ઉતારી લીધું. કાકાએ પણ તેમનું નામ પુછ્યું તો કટલેરી બજારમાં નુરમામદ ઉસ્માન નામની દુકાનનું ઠેકાણું આપ્યું.

છુટા પડતી વખતે મૌલ્વી સાહેબે કહ્યું "મિયાજી! ગુસ્તાખી મઆફ કરના! હમ આગાખાની ભાઇયું સેં અબી અજા કુછ સુનતે હયે, ચું કે તુમ્હારી કલબને ઇશાઅતે ઇસ્લામકા અચ્છી તરાહ કોશીશકી હયે. ખુદા તુમ ભાઇયુકો પક્કે મુસ્લમીન બનાયે ખુદા હાફીઝ!" કહી પોત પોતાના મકાન તરફ વળ્યા.

સમાપ્ત.

## એ હવે મા સ !!

## તદન સસ્તી ચોપડીઓ !!!

આપણા ઈસ્માઈલી ફીરકા માટે લોકો ખોટા ખોટા વહેમ ધરાવે છે। અને આપણાજ ભાઈઓ જેઓ ઈસ્માઈલી ફીરકાના ઉંચા સીધાંતોથી નાવાકેફ હોવાથી બહાર ખોટી ખોટી અફવા ઉડાવે છે, ને તેથી ઈસ્લામી અને બીજાઓ ટીકા કરે છે, તેથી અમારા મંડલ તરફથી તદન સસતી કીમતે નાની નાની બુકો પ્રગટ કરી આપણા મહાન પીરોએ ઝમાનાના ઈમામના હુકમ મુજબ શુધ્ધ ઈસ્લામી તાલીમ હીન્દુ ફઢી મુજબ રજુ કરીને દુન્યાને દેખાડી આપ્યુ છે કેઃ—“ખુદાઈ ધર્મ” ની તાલીમ ઈસ્માઈલી ધર્મમાં ફીરકાના સીધાંતોથીજ ફળીભુત થાય છે. અમારા મંડલે તેવાજ શુધ્ધ હેતુથી સાહસ ખેડ્યો છે, તેને માટે આપણા લાગણીવાળા ધર્મ બંધુઓએ મદદનો ટેકો આપ્યો છે. પણ જો વધુ પ્રમાણમાં આપણા દીની બીરાદરો અમારા મંડલની સસતી બુકો સામટા પ્રમાણમા ખરીદ કરવાની દીલાવરી દેખાડશે. તો અમો તેઓના નામે ઉપકાર જાહેર કરતાં રહેશુ.

ધી ઈસ્માઈલી સાહીત્ય મંડળના ઓન. સેક્રેટરી.
૬૦ જેલ રોડ કાંડી મોહલા પો. બોક્ષ નં. ૫૦૧૭ મુંબઈ ૯.

**હમણા ૪ સીરીઝ બહાર પડી ચુકી છે.**

**(તૈયાર છે) મંગાવો (તૈયાર છે) નામ નોંધાવો**

**૧ સતપંથની સચ્ચાઈ ૪ એક ખ્રીસ્તી પાદરીનુ લકચર**

**૨ સતપંથની દેવીઓ ૫ આકાશી સાંકળ**

**૩ આત્મ દર્શન ૬ એક રેલ્વે મુસાફર**

ઉપર મુજબ ૪ સીરીઝ તૈયાર છે ને બીજી બે છપાય છે. કીંમત ૧ પૈસાથી બે પૈસા સુધીજ રાખવામાં આવે છે. તરતજ સામટી બુકોના ગ્રાહક થઈ ઉત્તેજન આપવા માટે લખો.

**ધી ઈસ્માઈલી સાહીત્ય મંડળના ઓન૦ સેક્રેટરી.**
**૬૦ જેલ રોડ કાંડી મોહલા પો. બો. નં. ૫૦૧૭ મુંબઈ ૯.**

